श्री.

# जैनगुण रत्नावळी.

દોહરો.

ભવિક ભવ તરવા ભણી, આ પુસ્તક ગુણ વૃંદ.
નિજ જીવની પેરે સેવજો, ધરિ અતિ મન આણંદ.

રચનાર.

## મુની માણેકવિજયજી.

છપાવી પ્રગટ કર્ત્તા.

**શ્રી લઘુ આદ્ય જૈનધર્મ પ્રવર્ત્તક સભા.**

આવૃત્તિ ૧ લી—પ્રત ૭૫૦



## અમદાવાદ.

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં.
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં"
**નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપી.**

સંવત ૧૯૪૬. સને ૧૮૮૯.

**કીંમત ૦-૩-૦**

# પ્રસ્તાવના.

સર્વે જૈન ભાઈઓને સંસારની અંદર તરણ તારણ વીત
રાગની ભકિત તથા ઉપાસના કરવી તેજ સાર છે બાકી
સર્વે (આ સંસારમાં) અસાર છે, માટે મનુષ્યનો ભવ પા-
મીને વીતરાગની ભકિત નહી કરે તો પછી કેવારે કરવા-
ના છો. જુઓ પ્રત્યક્ષ જોવામાં આવે છે કે દેવલોકની
અંદર દેવ છે તે પણ રંગણીને વિશે રકત છે વળી તીર્યંચ
છે તે વિવેક રહીત છે ને નારકીના જીવોને અત્યંત દુઃખ
છે માટે ધર્મની સામગ્રી મનુષ્યના ભવમાંજ છે અને ની-
ગોદથી નીકળી અનંતા ભવો આથડતો આથડતો આ
આત્મા કોઈ પુન્યના ઉદયથીથી મનુષ્ય ભવ પાંમ્યો છે માટે ધ
ધર્મ વિના મનુષ્યનો ભવ છે તે વૃથા છે. વળી કેટલાએક
એમ કહે છે કે બધા દેવ સરખા છે પણ તે મુર્ખ છે
કેમ કે તેણે ચિંતામણી રત્ન અને પાષાણ એ બેને સ-
રખા ગણ્યા કેમ કે વીતરાગ ચિંતામણી સદ્રસ્ય છે
ને કુદેવ પાષાણ માફક છે, સાથી કે ક્રોધ, માન, માયા,
અને લોભે કરીને સહીત છે અને વળી દુઃખી છે માટે
તે પોતેજ સંસાર રૂપી સરિત્પતિમાં ડુબકીયો માર્યા
કરેછે, તો તે બીજાને તારવાને કેમ સમર્થ થાય? અર્થાત
નજ થાય દ્રષ્ટાંત કે જે પોત છે તેજ તારે છે પથ્થર શું
તારવાનો છે માટે સંસાર રૂપી રત્નાકરની માંહી બુડતા

પ્રાણીયોને તારવાને વિતરાગ વિના બીજો કોઈ સમર્થ નથી માટે તેજ વીતરાગની ભકિત કરવી તથા તેનાજ પરૂપેલા ધર્મની શ્રધા કરવી અને સમકિત બીજ વાવીને તેમનું શરણ કરવાથી સંસાર સમુદ્રથી પાર ઉતરીને મુક્તિ પદ પાંમશો. ને વળી આ જૈન ગુણ રત્નાવળીની અંદર તેજ વીતરાગની ભક્તિને વાસ્તે રસીક ગાયનો રચેલાં છે. તે નાટકના રાગમાં બનાવવાનું કારણ એ છે જે હાલના લોકોને એ રાગો બહુજ આનંદ કારી લાગે છે, માટે નાટકનાં ગાયનો ગાયા કરતાં તેજ રાગમાં વિતરાગના ગાયનો ગાશે તો તેમના આત્માનું કલ્યાણ થશે તે જાણીને આ ચોપડી રચી છે ને તેની અંદર ભુલ ચુક આવી હોય તો સજ્જન પુરૂષોએ સુધારીને વાંચવી કારણ કે હું કંઈ સર્વજ્ઞ નથી તેમ મારી કવિ પણાની શકિત નથી આ તો ફકત બાળકના ઉપકારને માટે અને વિતરાગની ભક્તિને માટે આ ચોપડી રચેલી છે.

સભાના સર્વે મનોરથ સફળ થાઓ. તથાસ્તુ.

**લી. શ્રી. લઘુઆદ્ય જૈન ધર્મ પ્રવર્તક સભા**

**અમદાવાદ.**



## अनुष्टुप.

१ शुभंकरोतु वो नित्यं दुरित वल्ली कुठारः
इक्ष्वाकु वंशशुभ्रांशु नाभेयो जगदीश्वरः

**અસ્યાર્થ:**—ઈક્ષ્વાકુવંશશુભ્રાંશુઃ-કહેતાં ઈક્ષ્વાકુવંશને વિષે ચંદ્રમા, અને દુરિતવલ્લીકુઠારઃ—કહેતાં પાપની વેલીને છેદવાને, કુઠાર—કહેતાં કુહાડા સમાન અને જગદીશ્વર કહેતાં જગતના ઈશ્વર એવા, નાભેયો કહેતાં નાભિ રાજાના પુત્ર રીષભ દેવ, ભગવાનવઃ—કહેતાં તમારૂ (ભવીજીવોનું) શુભં કહેતાં કલ્યાણ તેને, કરોતું નામ કરો.

---

## वसंततिलका.

२ पात्वार्तिहाभविकपंकजबोधसूरः ।
कैवल्यशर्मदउदारवचामुनींद्रः ॥
शांतिर्विभुर्विबुधपूजितपादपीठः ।
पापांधकारतपनः पुरुपोत्तमोवः ॥

**અસ્યાર્થ:**—ભવિકપંકજબોધસૂરઃ-કહેતાં ભવિકજીવ-રૂપી જે કમળ તેને બોધ કરવાને સૂર્ય સમાન, અને કૈવ-લ્ય શર્મદઃ—કહેતાં મોક્ષ સુખને આપવાવાળા, અને ઉદા-

૫॥ રવચા—કહેતાં પ્રધાન છે પ્રાણી જેની, અને મુનીંદ્ર—કહેતાં મુનિના ઈંદ્ર, અને પાપાંધકાર, તપનઃ–કહેતાં પાપરૂપી અંધકારને નાશ કરવામાં સુર્ય સમાન, અને વિબુધ પૂજીત પાદપીઠઃ–કહેતાં દેવતાએ પૂજ્યું છે ચરણનુ સ્થાનક જેમનું એવા, અને આર્તિહા—કહેતાં પીડાના નાશ કરનાર, અને પુરૂષોત્તમ કહેતાં પુરૂષોને વિષે ઉત્તમ એવા, શાંતિર્વિભુઃ–કહેતાં શાંતિનાથ ભગવાન જે તે, વઃ–કહેતાં હે ભવી જીવો તમોને પાતુ કહેતાં રક્ષણ કરો.

---

## वसंततिलका.

२ नेमिंप्रभुंभवसमुद्रपतज्जनानाम् ।
पोतायमानमपवर्गधरंजिनेंद्रम् ॥
कंदर्पदर्पपवनाशनवैनतेयम् ।
वंदेऽहमुष्णकिरणप्रभमब्जमुखम् ॥

**અસ્યાર્થઃ**—કંદર્પદર્પ પવનાશન વૈનતેય કહેતાં કામદેવના અહંકાર રૂપી જે સર્પ તેનો નાશ કરવાને ગરૂડ સમાન, અને ભવ સમુદ્ર પતજ્જનાનાં પોતાયમાનં કહેતાં સંસારરૂપી સમુદ્રમાં બુડતા જીવોને તારવાને ઝાઝ સમાન,

અને અપવર્ગધરં કહેતાં મોક્ષને ધારણ કરનાર, અને જીનેંદ્ર કહેતાં સામાન્ય કેવળીના ઈંદ્રકૃષ્ણકિરણ, અને પ્રભં કહેતાં સૂર્ય સરખુ છે તેજ જેનું, અને અબ્જમુખં કહેતાં કમળના સરખું છે મુખ જેનું એવા, નેમિંપ્રભું કહેતાં નેમનાથ ભગવાન જે તેમને, અહં કહેતાં હું, વંદે કહેતાં વાંદુ છું.

---

## द्रुतविलंबितं.

क ४ भविकल्पितदानसुरद्रुमः ।
जयतुपार्श्वविभुर्जितमन्मथः ॥
नमुचिसूदनवंद्यउदारवाक् ।
दलितमोहतमाःपरमेश्वरः ॥

**અસ્યાર્થઃ**—ભવિક કલ્પિત દાન સુરદ્રુમઃકહેતાં ભવિ જીવોને વંછિત ફળ આપવાને કલ્પવૃક્ષ સમાન એવા, વળી નમુચિ સૂદનવંદ્યઃકહેતાં ઈંદ્રને વાંદવા યોગ્ય, અને જીતમન્મથઃ કહેતાં જીત્યો છે કામદેવ જેમને, અને દલિત મોહતમાઃ કહેતાં નાશ કર્યો છે મોહરૂપી અંધકાર તે જેમને, અને ઉદારવાક્ કહેતાં પ્રધાન છે વાણી જેમની એવા, પરમેશ્વરઃ કહેતાં ઉત્કૃષ્ટ ઈશ્વર એવા, પાર્શ્વવિભુઃકહેતાં ત્રેવિસમા તિર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન, જયતુ કહેતાં જયવંતા વર્તો.

## द्रुतविलंबितं.

६ कुमुदबांधवकान्तगुणार्णवम् ।
निखिलविघ्नविनाशकरंप्रभूम् ॥
अविरतंकिलवीरंजिनेस्वरम् ।
वृजिनवारहरंप्रणमाम्यहम् ॥

**અસ્યાર્થ:**—કુમુદ બાંધવ કાન્ત ગુણાર્ણવં કહેતાં ચંદ્રમાના સરખા ઉજ્જવલ ગુણના સમુદ્ર, અને નિખિલવિઘ્ન વિનાશકરં કહેતાં સમગ્ર વિઘ્નનાશકરવાવાળા, અને પ્રભું કહેતાં ઈશ્વર, અને વૃજીનવારહરં કહેતાં પાપના સમુહનો નાશ કરવાવાળા એવા, વીરજીનેશ્વરં કહેતાં વીરભગવાન જે તેમને, અહં કહેતાં હું, અવિરતં કહેતાં નિરંતર, કિલ કહેતાં નિશ્ચે, પ્રણમામિ કહેતાં નમસ્કાર કરૂછું.



# श्री जैनधर्मो जयति.

## जिनेंद्र स्तुति.

परम जिनेश्वर कृपा पारावार द्वादश गुण विराजमान, अनंतज्ञानी, अनंतदर्शी, अनंतचारित्री, जगद्‌बंधु, जगन्नाथ, जगद्‌गुरु, जगज्जनक, जगरक्षक, जगतारक, तरणतारण, शिवसुखकारण, चौगतिवारण, पाकसासन, वंदित अरिहंत भगवानने सम्यक् प्रकारे अमारो नमस्कार थाओ.

हे परम दयाळु आप अनंत गुणे करी विराजमान छो संसाररुपी समुद्रने विषे पडता प्राणीओने तारवाने तरी समान छो, कुमार्गे चालनारा प्राणीने आप सार्थवाह तुल्य छो, केमके सारथी जेम आडे मार्गे चालता रथने खरा मार्गने विषे आणे छे, तेम आप शुद्ध मार्गने विषे प्रवर्तन करावववावाळा छो. आप निर्विकारी, निरालंबी, अशरणी, अनामयी, निरंजन निराकार, अजर, अमर, अचल, अरुपी, अशरीरी, अष्टादश दोष रहित कर्मबंधनथी मुक्त छो. अमे विषरुप पंचइंद्रीना विषयने विषे

रक्त छीए तथा आत्मिकगुणरुप जे जीव तेनो नाश करवावाळा छीए. आप आत्मगुणना भोगी छो, अमारामां तथा आपनामां एटलोज तफावत छे के आपे कर्मरुप मळने दुर करीने आत्मा निर्मळ कर्यो छे, अने अमे तो कर्म मळे करीने सहित छीए ने अमे क्रोध वैवैश्वानळथी बळी रह्या छीए अने आपे क्षमारुपी सलिलथी क्रोधाग्नि समाव्यो छे ने अमने लोभरुपी दंशशुक दश्यो छे आपे लोभनो नाश कर्यो छे, अने मानरुपी शिखरीने मार्दवरुपी भिदुरे करीने चूर्ण कर्यो छे, अने सरळतारुपी कोदाळीथी मायारुपी वल्लीने मूळमांथी कापी नाखी छे.

हे परमात्मा जगत् शरणी, अमारे एक तमारो आधार छे माटे हे पुरुषोत्तम, परमागारी, अमने संसार रुपी अकुपारथी पार उतारीने कैवल्यशर्मने आप. हे प्रभु आप अनंत सुखमां मग्न थई रह्या छो अने अमे अत्यंत दुःखी छीए माटे हे भगवंत अशरणशरणदायक अमारे तारुज शरण छे, माटे दया करीने अमने आप समान कर आप स्वयंसंबुद्ध छो द्वादश “भग” श-

ब्दना अर्थे करीने सहित छो लोकहितकारक अज्ञान अंधकारादिवाकर अभयदानना दाता ज्ञानरुपी चक्षुने आपनाराळा बोधिबिजदाता धर्मदर्शक धर्मचातुरंत चक्रवर्ति, अप्रतिहतज्ञान, विगतछद्मस्थ कर्म, आपे राग द्वेषने जीत्यो तेथी जीन छो वळी भक्तने राग द्वेष जीतावववाळा छो ने आप संसार समुद्र तर्या छो अने भक्तने तारणहार छो ने आप प्रबोध पाम्या छो अने भक्तने प्रबोध पमाडवावाळा छो, अने आप कर्मरूपी पिंजरथी मुक्त छो अने भक्तने मुकाववावाळा छो.

हे मदन दर्पभुजंगखगेश्वर, हे भगवंत, हे पंचमी गति दाता, अमारा जेवा अधम पुरुषोनुं उद्धार करो हे जीनेश्वर तमे गुणी पुरुषने तारशो तेमां तमारी अधिकता शी ज्यारे अमारा जेवा निर्गुणीने तारशो त्यारेज तमारी अधिकता छे, आप शत्रु मित्रने समान गणवावाळा छो, माटे अमने तार, तार, तार, हे भगवंत परम दयाळ महेश्वर, जगदानंद, चिदानंद, चिद्घन, त्रिविष्टप विभाकर, चंद्रलपन, चंदनशीतल, हे जगदाधार भूतवर्तमानभावि भाववक्ता, विजितमकरध्वज, अज्ञानतिमिरमार्तंड,

हे कलुषधुलीकदंबकहरण, सदागते, कल्याणसदन-योगी, स्वरत्रिविष्टप दीपक, आनंदकंद, भवहव्यवाहन दग्धप्राणीबल्वाहक, चतुर्मुख, चतुर्गतिनिवारक, चतुर्कषायाजित, चतुर्विध, निर्जरसेवित, दुष्टाष्टकर्म, निकंदन अष्टप्रातिहार्य सहित, देवाधिदेव, त्रिभुवनचूडामणे, मुक्ति शरणी दाता, सत्द्धर्मप्ररूपक, अखिल वस्तुज्ञाता, श्रमण पुंगव, अनंत शक्तिवान, जगमंगलकारक, भवामय निवारक, जगत जन तारक, त्रिआतपत्र विराजमान, सर्वज्ञ, सर्वेश्वर, चतुस्त्रींशदातिशयसहित, अधमोद्धारक, शुनासीरसे प्रणत मुकुट पादपाथोज, दिनदयाळ, गंभिर गुण रत्नाकर, शिवरमणीकंठहार, विश्ववल्लभ, विघ्न निवारक, शंकर, तुजने अमे सम्यक् प्रकारे मन, वचन, कायाये करी नमस्कार करीए छीए. माटे आप ध्यानमां लईने अमने तूर्णपणे भवपार उतारो अने मोक्ष कमळाने आपो.

॥ नमो ऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधूभ्यः ॥



# જૈનગુણ રત્ન વળી.

## ગીતી. લાવણી.

મતિદા ભારતી દેવી, વિનય થકી તુજ વંદન હું કરૂં;
સન્મતિ આપો માતા, મનમાં અવિરત તુજ ધ્યાન ધરૂં
જીન ગુણ ગાવા પ્રેમે, પ્રથમ સહાય તમે મુજને કરજો;
મુજ રસનાગ્રે આવી, વિઘ્નસકળ મુજ દૂરે હરજો.

## નારાચ છંદ.

નમું પ્રભુ જીનેંદ્રરાય તુજને જગતપતિ,
સભા જનોની કાપજો કૃપાળુંનાથ કુમતિ;
કૃપા કરિ ભવિક કંદ બુદ્ધિ આપ નિર્મળી,
નમે તને ત્રિવિષ્ટ પેશ આજ જૈન મંડળી. ૧
અમે ધર્યાં કુટીલ થૈ કુકર્મ ધર્મ ના ધર્યું,
પરાંગના નિહાળી પાપ એકઠું બહુ કર્યું;
ધુતિ ઘણુંજ લોક દ્રવ્ય ધુળમાં ધર્યું વળી,
નમે તને ત્રિવિષ્ટ પેશ આજ જૈન મંડળી. ૨
અનંતિ વાર નારકી તિરીનૃ દેવતા થયા,
ત્રિરત્ન પામિયા નહી ભવો ઘણા વૃથા ગયા;
તર્યા તમે પ્રભુજી દુષ્ટ અષ્ટ કર્મને ડળી,

નમે તને ત્રિવિષ્ટ પેશ આજ જૈન મંડળી. ૩
વિરિંચી વિશ્નું ધુર્જટિ અનેક દેવતા ભમે,
કુદેવ ક્રોધી માની માયિ લોભિ ચિત ના ગમે;
જીનેંદ્ર તુજને નમે અનિશ નિર્જરા વળી,
નમે તને ત્રિવિષ્ટ પેશ આજ જૈન મંડળી. ૪
મુનીશ એક આશ તાહરી અમે હવે ધરી,
દુરિત તાપ કાપ આપ મુક્તિમાં દયા કરી;
વિનંતિ માણિકે કરી તને નમી લળી લળી,
નમે તને ત્રિવિષ્ટ પેશ આજ જૈન મંડળી. ૫

---

૧ (સુણો દિલ્હિ તખ્ત ધરનાર) એ. રાગ.

જગ તારક શ્રી ભગવંત, અરજ કરૂં શિરનામીરે;
રૂષ ભેશ સુનંદાના કંત, ,, ૧
તુમ શરણે આવ્યો આજ, ,,
શુણુ જગદીશ્વર જીનરાજ, ,, ૨
હું ભમીયો કાળ અનંત, ,,
આણો દુઃખ તણો હવે અંત, ,, ૩
પરમેશ્વર જગદા નંદ, ,,
ફેડો મુજ ભવના ફંદ, ,, ૪
વંદે લધુ આધ સમાજ, ,.
માણિક માગે શિવરાજ, ,, ૫

૨ (રૂષભ જીણંદ વિમલગીરી મંડણ) એ રાગ.

અજીત જીણંદ શુભંકર શંકર,
અજર અમર પ્રભુ તું કહીએ;
તું અચલ અકામી (ભલા તું)
તારક તુજ અર્ચનથી અઘ દહીએ. એ ટેક.

અલખ નીરંજન જન મનરંજન,
ભવ ભંજન ઇશ તું કહીએ;
તું જગ જયકારી (ભલા તું)
દાસકુ ચરણ શરણ રખના ચહીએ. અ૦ ૧

અવ્યા બાધ સુખી જીનચંદા,
જગ તારણ તુજને કહીએ;
તું ત્રિભુવન સ્વામી (ભલા તું)
અબ મેરી અરજ પ્રભુ ચિતમે ગ્રહીએ. અ૦ ૨

હરીહય સેવિત અંતરજામી,
વંદનથી જગ જશ લહીએ;
નમે જૈન સમિતી (ભલા તું)
માણીક અવિરત તુજ કિંકર કહીએ. અ૦ ૩

---

૩ (આધ એમ વેરી ગુડ બંગાલી બાબુ)એ રાગ.

સંભવ સ્વામી જગજન ત્રાતા,
ભ્રાત તાત મુજ તું ભગવાન;
સાહિબ તારૂં શરણ કરૂં છું,
અરિહા આપો ભવ અવસાન. ૧
પુરણ આશા ધરી હું આવ્યો,

નેક નજરથી નાથ નિહાલ;
નમું નમું તુજ પદ પંકજને,
દયા કરી મુજ દુઃખ પ્રજાલ. ૨
વીતરાગ મંગલ દાતા છો,
તુજને જાચું દીન દયાલ:
પાપ ઘાતનો અંત કરીને,
અધમોધ્ધારક નરક નિવારૂં,
પુરંદર પુજે છે પાય;
જૈન સમજયા તુજને વંદે,
માણીક માગે શિવપદ સાય. ૪

૪ [રાગ ઇંદર સભાનો.]

નિરય નિકંદન ભવ ભય ભંજન, પરમ જીનેશ્વર રાય;
સંવર નદંન શ્રી અભિનંદન, કંચન વરણી કાય. ૧
માત સીદ્ધાર્થી જાયાપ્રભુજી, શિવ સુખના દાતાર:
માઘ શુકલ બીજ દીન વિભુ જનમ્યા,રવિ સમ તેજ ઉદાર.૨
નગરી અયોદ્ધાનો જીન સ્વામી, બલી મુખ લંછન પાય;
નિર્લંછન નિરામય જીનના, આંખંડળ ગુણ ગાય. ૩
જગ હિતકારી જગ ઉપગારી, અગણિત ગુણના ગ્રામ;
માણિક વિજય નમે પદપંકજ, દેજો શિવ પુર ધામ. ૪

૫ (મન મંદીર આવોરે, કહું એક વાતલડી.) એ રાગ.

અરજ સુણ મારીરે, સુમતિ પ્રભુ સ્વામી;
દ્યો શિવ રમણીરે, જીનજીગુણ ગ્રામી. ૧
તુમ પદ પંકજનીરે, શેવ કરૂં દેવા;
તારક તુજ વીનરે, નમું નહીં કુદેવા. ૨
ભવ ભયં ભંજનરે, ભવ સાગર તારો;
પ્રભુ જગ જયકારીરે, શેવક હું તારો. ૩
તુજ મુરતી નીરખીરે, જગ જન મોહે;
દુરિત કદંબ કરે, પ્રણમે તે ધોવે. ૪
સુખદ જગના સ્વામીરે, તુજ દરિશણ માગું,
વૃજીનચય વેલીરે, દરિસણથી ભાગું. ૫
જૈનની મંડળીરે, અવિરત ગુણ ગાવે;
માણિક વંદેછેરે, તુજ પદકજ ભાવે. ૬

---

૬ (પ્યારા પ્રભુ પાર્શ્વનાથને.) એ રાગ.

પ્યારા પ્રભુ પદ્મનાથજી, અરજ સુણો એક મારીરે. પ્યારા
ભવ અટવિમાં આથડી આવ્યો, આશ ધરી હું તમારીરે. પ્ય
ભવ જલ તારક બિરૂંદ તારૂં, જગમાં છે સુખકારીરે. પ્યા.
મોહ તિમીર દુર તુજને વંદે, સુરા સુરન નરનારીરે; પ્યા
ચિંતીત દાતા જગત બંધુ, વિશ્વ તણા ઉપગારીરે. પ્યા.
કૃપા દ્રષ્ટિએ નાથ નિહાળો, કિલ્મિષ સંચય હારીરે. પ્યા..
દાસ તણું પ્રભુ દુઃખ વિદારો, ભવ જલધીથી તારીરે. પ્યા.
દરસણ આપી પાવન કરશો, જીનવરજી જયકારીરે. પ્યા.

મુખેથી હું એટલું માગું, પરણાવો શીવ નારીરે. પ્યા.
જૈન સભા તુજ ગુણગણ ગાવે, માણીકે અરજ ઉચારીરે પ્યા.

### ૭ [ભેખરે ઉતારો રાજા ભરથરી.] એ રાગ.

તાર પ્રભુ તાર મુજને, જગજીવન રાજજી,
શરણે આવ્યોરે વિભુ તાહરે, કર જોડીને આજજી;
અરજ સુણોરે શ્રીસુપાસજી. એ આંકણી. ૧
ક્ષમા કરોરે પ્રભુ માહરા, આવ્યા વાંક અપારજી;
કરૂણા નિધી કરૂણા કરી, આપો ભવજલ પારજી. અ૦ ૨
તરણ તારણ જીન તુજને, નમું વાર હજારજી;
પરમ પ્રભુ પરમાતમા, મુજ દુરિત પ્રહારજી. અ૦ ૩
મુક્તિ આપી જીન નાથજી, સારો સેવક કાજજી;
લિબ્ધ પતિ તુજને નમે, મુની માણીક આજજી. અ૦ ૪



### ૮ (પુર્ણ થયો છે ખેલ સજનો.) એ રાગ.

ચંદ્ર પ્રભુ ભગવાન શેવો ભવી ચંદ્ર પ્રભુ ભગવાન, એ ટેક.
ચૈતર વદી પંચમી દીન ચવીયા, શુભ વિજયંત વીમાન. શે૦
પોસ વદી બારસ દીન જનમ્યા, ચંદ્રપુરી સુભસ્થાન; શે૦
લક્ષ્મણા જનની જાયા, પ્રભુ શીવ શર્મ નીદાન. શે૦
મહાસેન નરપતિ પ્રભુના પિતા, પરિપુરણ પુન્યવાન. શે૦
ઉડુપતિ લંછન પાયા જીનજી, કાયા ઈંદુ સમાન. શે૦
દીક્ષા લઈ પ્રભુ કેવલ પાયા, પામ્યા શિવપુર સ્થાન. શે૦
જૈનસભા મુની માણીક માગે, આપો કેવળ જ્ઞાન. શે૦

## ૯ ( રાગ કલ્યાણ. )

શ્રી જગત્પતિ પ્રભુ વાર કુમતિ,
પાપ તાપ કાપી આપ મુજ સુમતિ. એ ટેક.
ભવ જલ તારણ દુઃખ વિદારણ, નિરય નિવારણ દેવ;
મુક્તિ કારક ભવિભય વારક, વાસવ સારે શેવ. શ્રી. ૧
જગ જન રંજન ચંદન શિતલ, સુવિધીનાથ ભગવાન;
વામા નંદન દુરિત નિકંદન, આપો શિવ ફળ દાન. શ્રી. ૨
સુગ્રીવ નરપતિ કુલતમી પતિ, ઈંદુ નિર્મળ કાય;
અવિચળ ધામી ગુણ ગણ ગામી, વંદન કરીએ પાય. શ્રી. ૩
પરમ દયાળું પરમ જીનેશ્વર, સકળ દેવ શિરતાજ;
ભવ રત્નાકર પાર ઉતારી, સારો કિંકર કાજ. શ્રી. ૪
જૈન પ્રવર્તક મંડળ વંદે, અવિરત પદ અરવિંદ;
માણીકને અમૃત પદ આપો, અરિહા કુશળ કંદ. શ્રી. ૫



## ૧૦ ( રાગ સવૈયો. )

( એકત્રીસો. )

શીતલ જીનવર અહનિશ નમીએ,
વિનય થકી ભવી વારંવાર;
કર્મ કલંકકુ દૂર કરીને, પ્રભુજી પામ્યા શિવ આગાર. ૧
નરક નિકંદન નંદા નંદન, આપે ભવ અટવિ અવસાન;
ઇંદ્રિ ચંદ્ર રાજેંદ્ર નમે તસ, પદ પંકજ ગંભીર ગુણવાન. ૨
નરનારી સબ તસ ગુણ ગાવે, ગદ વારક સુખનો દાતાર;

ઓષધીશ સમલપન બીરાજે, તરણિ તુલ્ય પ્રભુ તેજ ઉદાર. ૩
દુરિત પ્રજાલક જગ જન પાલક, જગ બંધુ જગના સ્વામી;
જૈન ગોષ્ટી મુની માણીક તુજને, અવિરત વંદે શિરનામી. ૪



૧૧ (દીનનો દયાલ છોડી કોને શરણ જાઉરે)એ.

જીનપતિ શ્રેયાંસ નાથ અરજ આ સ્વીકારો; ટેક.
તરણુ તુજ સ્મરણ કરૂં ચોગતિ નિવારો. જીન. ૧
ચરણ શરણ કરણ આવ્યો ભવ સમુદ્ર તારો;
જનન મરણ દુઃખ મુજ જીનજી વિદારો. જીન. ૨
જગત ભ્રાત તાત સ્વામી દાસ છું તમારો;
નમું નમું નમું પ્રભુ અઘ સમુહ વારો. જીન. ૩
માફ કરજો મેં ઉથાપી આણ જે હઝારો;
દિન દયાળ છેડા હુવે નથી હું છોડનારો. જીન. ૪
મોક્ષ સાત સ્વામી પ્રેષ્ય કાજ સારો;
માણીક વિજય સહીત વિભુ જૈન ગોષ્ટી તારો. જીન, ૫



૧૨ (રાજુલ કહે નાથ ગયે સાથ પરહરી.)એ રાગ.

વાસુપુજ્ય સ્વામી જીન વિશ્વ તાતરે;
ભવાબ્ધિથી ઉતારી આપ મુક્તિ સાતરે. ૧
વસુરાય નંદ આપ છો કૃપાલરે;
કૃપા કરી જીણંદ દુઃખને પ્રજાલરે; ૨
પુરણ પુન્યથી મળ્યા મહેશ આજરે,
અર્જ સુણીને કરો શેવક કાજરે. ૩

જગતપતિ અનંત શક્તિ જ્ઞાનવાનરે;
અનિશ હું કરૂં છું તુજ ગુણ ગાનરે. ૪
પ્રેમથી પ્રભુજી પુજું પાદ પદ્મરે;
માણીક જૈન ગોષ્ટી માગે શિવ સદ્મરે. ૫



## ૧૩ (લલિત છંદ).

વિમલનાથજી સુણજો તમે, અરજ આજ ઉચારીએ અમે;
અજરનાથજી ત્રિજગત પતિ,દિન દયાળ તું આપ સન્મતિ.
અનિશ તાહરો જાપ જાપીએ,તુજ કૃપા થકી દુઃખ કાપીએ;
સુભદ્ર જીનજી વાર દુર્ગતિ,દિન દયાલ તું આપ સન્મતિ;
પરમ ભાવથી વંદીએ તને, ભવ સરિત પતિ તાર દાસને;
વિભુ નિવારજો મુજ કુમતિ, દિન દયાલ તું આપ સન્મતિ.
જગતમાં ઘણા દેવતો ભમે, તુજ વિના પ્રભુ મુજ ના ગમે;
જીન પતિ થકી જાય વિપતિ, દિન દયાળ તું આપ સન્મતિ
ચરણ પદ્મની શેવના કરૂં, ભવ સમુદ્રથી પાર ઉતરૂં;
હૃદય ધાર માણીક વિનતિ, દિન દયાલ તું આપ સન્મતિ.



## ૧૪ (અનંત પ્રભુ જગ હિતકારી વિપરિત હારી અનંત) એ ટેક.

તુજ સુરતી દેખી મન મોહે શશધર સમ શીતલકારી. અ૦
કલ્યાણ કંદ પ્રભુ તે તાર્યાં ભવજલધિથી નરનારી; અ૦
નયનાનંદ સ્વિરૂપ સ્વામી શિવ રમણી સુખદા તારી. અ૦

તુજ દરિસન વિના ભવભટક્યો દુઃખ સહ્યાં મેં અતીભારી અ.
આ ભવમાં મુજ પુન્ય ઉદયથી મળીયા જીનવર જયકારી.અ.
માણીકવિજય કહે દુઃખ ટાલો અમ અરજી આ સ્વીકારી.અ.



## ૧૫ ( રાગ ઓખાહરણનો.)

સુણો ધર્મ પ્રભુ જીનચંદા, એક અરજ કરૂં સુખ કંદા;
પ્રભુ તું અગણિત ગુણ ભરિયો,વિભુ હું અવગુણને દરિયો.
પ્રભુ તું શિવરામા રંગી, વિભુ હું ભવ સિંધુ સંગી;
પ્રભુ દુષ્ટ કર્મ તેં તોડયાં, વિભુ મેં મુજ સાથે જોડયાં.
પ્રભુ તુજ મુજ સરખા અનેક, વિભુ તું છે મુજ મન એક;
તુજ શરણ કરૂં ભગવંત, મુજ દુઃખ તણો કરો અંત.
નથી તુમ વિના મુજ કોઈ, ભવતારક જીન તું હોઈ;
જગનાયક અંતર જામી, અઘ ઘાયક વિભુ વિશરામી.
મુજ અષ્ટ કર્મને કાપો, અવિચળ પદ શંકર આપો;
એટલી વિનતી છે આજ, કહે માણીક જૈન સમાજ.



## ૧૬ ( લાવણી. )

( શ્રી અજીતનાથ મહારાજ ) એ; રાગ.

શુણુ શાંતિ શાંતિ દાતાર જગત આધાર,
અચળ જીનરવજી, અચળ જીનવરજી.
કિંકર શિરનામી તને સુણાવે અરજી. એ આંકણી.
કૈવલ્યદ જીન તુજ નામ સુણી ગુણ ધામ,

હરખ ધરી મનમાં, હરખ ધરી મનમાં.
આવ્યો હું તારે શરણ ભમી ભવ વનમાં.
ક્રોધાદિક વૈરી ચાર હિયે બહુ માર,
પડયા મુજ કેડે, પડયા મુજ કેડે.
વળી અર્જીત પુન્ય કદંબકને ફેડે.
મુજ દુઃખવારનો અંત લાવી ભગવંત,
તુજ સમ કરજી, તુજ સમ કરજી,
કિંકર શિરનામી તને સુણાવે અરજી. ૧
મુજ અવગુણને જીનરાજ માફ કર આજ,
કહું કરજોડી, કહું કરજોડી,
ભવ અકૂપારથી તાર કર્મને તોડી,
મેં પુરણ કર્યાં કુકર્મ કર્યો નહી ધર્મ,
મર્ત્ય ભવ પામી, મર્ત્ય ભવ પામી,
વળી અમર તણે અવતાર થયો બહુ કામી,
હવે તુજ વિના જીનનાથ જોડું નહિ હાથ.
હરીને હરજી, હરીને હરજી,
કિંકર શિરનામી તને સુણાવે અરજી. ૨
વાસવ સેવિત ભગવાન કરૂં ગુણ ગાન,
દર્શ દો જીનજી, દર્શ દો જીનજી,
તુજ દરિસણમાં જગતાસ મુજ મન લીનજી.
તુમ ચરણ જલજની શેવ આપજો દેવ,
જગત ઉપગારી, જગત ઉપગારી,
પદપંકજ સેવી તુર્ણ વરૂ શિવનારી.

માણીક વંદે તુમ પાય વિભુ જીન રાય,
પાપચય હરજી, પાપચય હરજી,
કિંકર શિર નામી તને સુણાવે અરજી. ૩



## ૧૭ [મુજ છોડ ચલાં બંઝારા.] એ રાગ.

હે કુંથુનાથ જગસ્વામી, હું અરજ કરૂં શિરનામી. એ ટેક
તુમ પદ્દકજ સુરનર શેવે, વંછિત સૌને તું દેવે;
તુજ શરણે હું શિવ ગામી, હું અરજ કરૂં શિરનામી ૧
તારક જીન તુજને જાણી, મુજ માનસ સંમદ આણી;
આવ્યો છું અવસર પામી હું અરજ કરૂં શિરનામી.૨
મુજ કિલષ્ટ કર્મને કાપો, પ્રભુ મુક્તિ શર્મને આપો;
પ્રભુ અચલ અરૂપી અકામી, હું અરજ કરૂં શિરનામી.૩
તુજ પાદક મળીને શેવા, દેજો દેવાધિ દેવા;
અઘવારક અંતર જામી, હું અરજ કરૂં શિરનામી.૪
તુમ વંદે જૈન સમીતી, કરજો જીન અમ શું પ્રીતી
માણીક શિવ ધો ગુણ ગ્રામી, હું અરજ કરૂં શિરનામી.૫



## ૧૮ (ઠુમરી.)

જગ જન અરજીનકું ધ્યાવત હે. ટેક.
શેવો ભવિ તસ પદ પંકજકું. જગ. ૧
વંછિત પુરે ભવ ભય ચુરે;
હરિ તસ શિર નમાવત હે. જગ. ૨
નરનારી મુની સાધવી ઈનકું;

સતત વંદન આવતહે. જગ. ૩
સકલ સુહંકર જય જયકારી;
મુની માણીક ગુણ ગાવતહે. જગ. ૪



## ૧૯ (મહોલે પધારો માહારાજ.) એ રાગ.

હે અરજ સુણીજે જીનેશ,મલ્લી પ્રભુ અરજ સુણીજે.
મીથીલાં નયરીનો ધણી, કુંભ નામ ભુપાલ;
તસવંસે નિશાપતિ, પ્રભુ પ્રભાવતિના બાલ. ૧
જગ જન સુખકારી, પ્રભુ વિનતી ધરજ્યો કાન,
દયા ધરી પ્રભુ મુજને, કરજો જીન આપસમાન. ૨
ભવ સિંધુમાં હું ભમ્યો, તુજ વિના જગદેવ;
આજ થકી હુવે તાહરા,પાદ જલજની શારૂં શેવ.૩
હું કિંકર છું તાહરો, શરણે આવ્યો આજ;
ભવજલથી તારજો, વિભુ પરમાતમ જીનરાજ. ૪
અવિચળ પદ મુજ આપજો, અષ્ટમી ગતી દાતાર;
એ વિનતી છે માહરી, પ્રભુ જગજીવન આધાર. ૫
જૈન પ્રવર્તક મંડલી, અવિરત ગુણ તુજ ગાય;
માણીક તુજ પદ કજનમે,શિવ સાત લેવા જીનરાય.૬



## ૨૦ [મારા સ્વામી મારાથો છોટા]. એ રાગ.

નમું મુનીસુવૃત જીનરાયા, રાજા સુમિત્ર કુળે આયા. ન
શ્યામ વરણ પ્રભુની કાયા, પદ્માવતી માત તણા જાયા. ન
લંછન કૂર્મ તણું સોહે, દેખી ભવિજનના મન મોહે. ન

રાજગ્રહી નગરી સ્વામી, પુરંદર વંદે શિરનામી. ન
આયુ ત્રીસ સહુસ તણું પાળી,વર્યા શિવરમણી રૂપાળી.ન
જે પ્રભુ પદપંકજ પૂજે, તેના અષ્ટ કર્મ રિપુ ધ્રુજે. ન
કિંકર હું છું પ્રભુ તારો,ભવાબ્ધિ થકી મુજને ઉતારો.ન
તુજ ગુણ જૈન સભા ગાવે, માણીક અઘ સંચય જાવે.ન



૨૧ [ભુજંગી છંદ].

કરૂણાનિધિ પાપ વારૂ જીણંદા,
નમું નાથજી તુજ પાદાર વિંદા;
વિનંતી અમારી પ્રભુ આ સ્વીકારો,
નમિ નાથ સંસાર સિંધુ ઉતારો. ૧
અનંતા ભવો આથડયો ગુણ ગ્રામી,
ધરૂં ધ્યાન તારૂં હવે હું વિરામી;
દિનાનાથ દુરિત સંદોહ વારો,
નમિ નાથ સંસાર સિંધુ ઉતારો. ૨
કરૂં શર્ણ તારૂં પ્રભુ શર્મકારી,
વિભુ દર્શ દેજો દયા ઉર ધારી;
નથી તુમ વિના બીજો તારનારો,
નમિ નાથ સંસાર સિંધુ ઉતારો. ૩
કહું હસ્ત જોડી ત્રિલોકેશ સ્વામી,
તમે આપજો મોક્ષમા મોક્ષ ગામી;
નમે મુની માણીક દાસેય તારો,
નમિ નાથ સંસાર સિંધુ ઉતારો. ૪

૨૨ [પ્રભુજી હું તો પુજું તમને.] એ રાગ.

સ્વીકારો અરજી નેમ પ્રભુ જીન પતિરે,
અરજી આ સ્વીકારો ભવો દધિથી તારો. સ્વીકારો એ ટેક.
શિવા માના જાયારે, શ્યામ વરણ છે કાયારે;
મુખ શારદ ચંદ, દીઠે અતિ આનંદ,
વિભુજી તમે કાપો, મુજ યોગતીરે. સ્વી૦ ૧
લછંન શંખનું સોહેરે, દેખી ભવીક મન મોહેરે,
દસ ધનુષ કાયા, પુલો મજા હુલરાયા;
ત્રિદશ પતિ કરે અવિરત, તુજ નતિરે. સ્વી૦ ૨
છોડી રાજુલ નારીરે, ગયા પ્રભુ ગિરનારીરે,
સંજમ લીધુ સુખકારી, કર્મ અષ્ટને વિદારી,
પરને તારી તર્યા, વિભુ ભવ સરિત્ પતિરે. સ્વી૦ ૩
દાસેય છું પ્રભુ તારોરે, જન્મ મરણ દુઃખ વારો,
જન સભા ગુણ ગાવે, માણીક નમે ભાવે,
કરૂણા કરી આપો, જીન પંચમી ગતીરે. સ્વીકારો. ૪



૨૩ (હે જન પાલક ટાળક દુઃખનો) એ રાગ.

ભવિ ત્રેવીશમો જીનવર ભજીએ (૨)
પ્રભુ ભજન કરે સુખ થાય જો,
અષ્ટ કર્મનો કીધો ઘાત,
આતમને કરીયો અવદાત,
તાસ નમે સુરનર દીનરાત,

પ્રભુજી છે શિવદાય જો. ભવિ. ૧
જીન નામે ભય દુઃખ દૂરે ટળે, (૨)
વળી મન વંછિત આવી મળે;
વિઘ્ન નવિ આવે કોઈ વાર,
આમય પણ નવિ થાય લગાર,
તસ નામે હોય તેજ ઉદાર,
જન પામે શુભ આપજો. ભવિ. ૨
પ્રભુ નરક નિવારક જગ સ્વામી (૨)
વિભુ કેવળજ્ઞાન લહી કરી,
પાંમ્યા છે ભવનો તે પાર,
જગજીવન જગનો આધાર,
અહુનિશ જીનના વારોવાર,
પુરંદર ગુણ ગાયજો. ભવિ. ૩
હરિહર આદી દેવ ઘણા, (૨)
પણ જીન સમો નહી કોઈ જો,
પ્રભુજીની છે વામા માત,
અશ્વસેન મનુજેશ્વર તાત,
પાર્શ્વ સંજ્ઞ છે જીન વિખ્યાત,
જગ જન તેને ધ્યાય જો. ભવી. ૪
પ્રભુ પાપ પટળ દુરે હરજો, (૨)
ભવ પારાવારથી તારજો,
મુની માણીક વર જૈન સમાજ,
તુજને અરજ કરે જીનરાજ,

શિવ સુખ આપી સારે કાજ,
નિશદિન પ્રણમે પાય જો. ભવિ. ૫



## ૨૪ ( ઝીંઝોટી લાવણી.)

વર પુન્યે દરશન પાયા,
નમું વીર જીનેશ્વર રાયા;
સીધારથ કુલે આયા,
ત્રીસલા દેવીના જાયા,
ભવજલ તારક ઉપગારી,
શીવ સુખદાયક અઘહારી,
તસ પ્રણમે સુરનર નારી,
પ્રભુજીની હુસ્ત સસે રતિતુલ્ય દીસે,
કંચન સમ કાયા. નમું. (૧)
મધુ શુકલ તેરસ દીન સ્વામી,
જનમ્યા ગંભીર ગુણ ગ્રામી,
ત્રિજ્ઞાન સહીત શિવ ગામી,
જગ વલ્લભ અંતર જામી,
સુરપતિ સઘળા મળી આવ્યા,
સુર ગિરિપર જીનને લાવ્યા,
ક્ષિરોદકથી નવરાવ્યા,
સુરરાય ભક્તિ ચિત લાય,
પૂજી જીન પાય,
ગુણ ગણ ગાયા. નમું. (૨)

લોકેશ દુઃખ વિદારો,
મુજ અરજી આ સ્વીકારો,
ભવ અદ્ધૂ પારથી તારો,
શેવક જાણી તુ મારો.
જગદીપક જીન દયાળુ,
ભવ ભંજન દેવ કૃપાળુ,
તુજ દીઠે પાપ પ્રજાળુ,
જગ દીપક જીન દયાળુ,
ભવ ભંજન દેવ કૃપાળુ;
તુજ દીઠે પાપ પ્રજાલુ,
જીનરાજ આપ શિવરાજ.
તુજ ગુણ આજ,
માણી કે ગાયા. નમું (૩]

---

૧ [ગજરા મારૂજી ચાલ્યા ચાકરીરે] એ રાગ.

શરણ આવ્યોરે મારા સાહીબારે,
હું તો આથડી કાળ અનંતરે હું તો..
દયા કરીને મને તારજોરે,
સ્વામી રૂષભ સુનંદાના કંતરે. સ્વામી. ૧
ચાર ગતિ ભવમાં ભમ્યોરે,
હું તો વાર અનંતિ અનંતરે. હું તો.
અધ હરજી ન હવે લાવજોરે,
મારા દુઃખો દધીનો અંતરે. મારા. ૨

અવિચળ પદ મને આપજોરે,
વાલા ભક્તિ વત્સલ ભગવંતરે. વાલા.
સુરપતિ પુજી તજી નજીરે,
આપો શિવ નગરી મને સંતરે. આપો. ૩
નરક વિદારણ નાથજીરે,
તુજ ગુણ ગણનો નહી પારરે. તુજ.
જીનપતિ તારણ સ્વામીજીરે,
જગ જીવન જગ આધારરે. જગ. ૪
જૈન સભા જગ તાતજીરે,
સ્વામી નીશદીન તુજ ગુણ ગાયરે. સ્વામી.
મુની માણેકજીન રાજજીરે,
લળી લળી લળી પ્રણમ પાયરે. લળી. ૫



## ૨ (સજન સલુણે લાલ) એ રાગ.

જગજન પ્રતિપાલ, અજીત પ્રભુ દયાલ,
પદવી પરમઆલ, તેરોહી શરણ હે. ૧
તેરેશું હે મન લીન, પાનીયમેં જ્યું મીન;
અઘઓઘ હર જીન, દુઃખકો હરણ હે. ૨
શિવ યોષાં કંઠહાર, ત્રિભુવન જયકાર;
પ્રભુજી દુરે નિવારે, જનુને મરણ હે. ૩
જૈન સમાજ આજ, અરજ કરે હે રાજ;
માણીક વિજય તુજ, સેવક ચરણ હે. ૪

૯ ( ચંદ્ર મુખીને એકલી. ) એ રાગ.

ધન ઘડી દીન આજની, મને સુવિધિનાથ પ્રભુ મલ્યા;
દુરિત ઓઘ દૂરે ગયો, મુજ દુઃખ ભવોભવનાં ટલ્યાં ધ. ૧
ત્રણ ભુવનનો નાથજી, ગીર્વાણપતી શેવના કરે;
જે જીનપદકજને નમે, તે ભવ સિંધુથી ઉતરે. ધન. ૨
દયુમણી જેવું તેજ છે પ્રભુ, તુંડ પુનીમકો ચંદ્રમા;
અવર આદી તેયને નહી, વિભુજીનપતિ સરખી રમા. ધ. ૩
સફળ મુજ જનુ થયો, ભવિ તારક જીન નીહાળીને;
પરમપદ હવે હું વરૂં, મુજ જન્મ મરણને ટાળીને. ધ. ૪
જૈન સભા જગતીપતી, તુજ ગુણ સમુહને ઉચરે;
માણીક વિજય તને નમે, નિજ પંક કદંબકને હરે. ધ. ૫



( લાવણી. )

૧૩ [ ગઈ સબ તેરી સીલ સમતા. ] એ રાગ.

કરૂં મેં સેવજીન તેરી, અરજ સુણ વિમળ નાથ મેરી. ટેક.
અવર સુરનવિ ગમે મુજકું યાચના કર તે મેં તુજકુ.
રત્નકું સવિ જગત સેવે કાયાકો ખંડ કોણલેવે.
મધુકર રહે કમળ ઘેરી અરજ સુણ વિમળનાથ મેરી. ૧
નાથ તુજ આણ નહી પાલી પારકી વામા નીહાળી.
જીવ સમુદાય ઘણા મારી દુઃખમે સહ્યાં અતિભારી.
કરી ચૌગતિ બિચમેં ફેરી, અરજ સુણ વિમળનાથ મેરી. ૨
કરૂ અબ શરણ જીન તેરૂ, જનિ મરણ કાપ દુઃખ મેરૂં.

અચળ પદ આપ હસ્ત જોડું છેડલો નહી તુજ છોડું.
પ્રભુ કયુ કરતે હો દેરી, અરજ સુણ વિમળનાથ મેરી. ૩
જગત ગુરૂ જીનવર જયકારી નમે તુજકું સુર નરનારી.
જૈનકી સભા ગુણ ગાવે મુની માણીક હર્ષ પાવે.
વારજો દુષ્ટ કર્મ વૈરી, અરજ સુંણુ વિમળનાથ મેરી. ૪



## ૨૧ (કામછેદુષ્ટવિકારીહાહાપ્રભુકામછે.) એ.

અરજી અમારી સ્વીકારો હાહારે,
પ્રભુ અરજી અમારી સ્વીકારો. એ આંકણી.
ત્રિજગ તાતા નમી પ્રભુ સ્વામી,
કરૂણા -હૃદયમાં ધારો. હાહા. ૧
ગંભીર ગુણ રત્નાકર દેવા,
અંતર વૈરીને વારો. હાહા. ૨
ભવ સાયરમાં હું બહુ ભટકયો,
હવે ભવ પાર ઉતારો. હાહા. ૩
નાના પ્રકારનાં દુઃખ હું પામ્યો,
નરક નીગોદ મઝારો. હાહા. ૪
આજ તમારે શરણે હુ આવ્યો,
દુ;ખ તણો આણો આરો. હાહા. ૫
કરગરી પ્રભુને શિવ સુખ માગે,
દાસેય જીનજી તમારો. હાહા. ૬
તુજ વદન ચંદ્રમાને દેખી,

સફળ થયો અવતારો. હાહા. ૭
તુમ ગુણ ગાવે જૈન સમીતી,
માણીક વિજયને તારો. હાહા. ૮



૨૩( મેં વારી જાબ નામેં તેરે સંગ. એ રાગ.

કિંકરકી અરજી સ્વીકારો જીણંદ. એ આંકણી.
પાસ પ્રભુજી અહનિશ સમરૂ ભયટાળો સુખ કંદ. કિં. ૧
ચિંતિત દાયક ભવજલ તારૂં આપો સુખ અમંદ. કિં. ૨
અવ્યય ચીદ ધન મંગલ કારી જગ રંજન જગવંદ. કિં. ૩
માણીક તુજ ગુણ ગુંથન કરતાં પામે પરમાનંદ. કિં. ૪



( ઝુલણા છંદ. )

અરજ આજ જીનરાજ સુણ સેવક તણી.
તાર ભવપાથ જગનાથ સ્વામી.
બહુ કરિ કર્મ ભૂલી ભર્મ ભમી ભવ ઘણા.
આવી ઉભો તુમ પદ પદ્મ પામી અરજ. ૧
જગતચંદ સુર નૃપનંદ કુંથુ વિભુ.
ફેડ ભવ ફંદ દેવાધીદેવા.
દુઃખ સંચય હરણ ભવ તરણ તારણા.
સુખ કરણ કરૂં તુજ પાદ સેવા. અરજ. ૨
નરણ વારણ તુજ ચરણ શરણ હું કરૂં.
તાર કુમતિ આલ સુમતિ દયાળું.

જનન મરણ તણાં દુઃખ ટાળો પ્રભુજી,
મુજ ઉપર કૃપા કરીને કૃપાળુ. અરજ. ૩
મોહ તિમિર મિહિર મહેશ મન મોહના,
કાપ અઘ તાપને ગુણ સિંધુ;
આપ શિવ સાત જગ તાત પરમાતમા,
પાપ કળાપહર વિશ્વ બંધુ. અરજ. ૪
સમાજ લઘુ આદ્ય શિવરાજ લેવા ભણી,
અનિશનાથ તુજ ગુણ ગાથ ગાવે;
વિનયથી મહારાજ પાદકજને પ્રભુ,
અહનિશ માણીક શિશ નમાવે. અરજ. ૫



## (ઉપદેશ વિષે લાવણી.

(તુ કુમતી કલેસણનાર) એ રાગ.

ચેતન ભજલે જીનરાજ, પ્રણત પવિપાણી. (૨)
સબ જુઠો હે સંસાર, દુઃખકી ખાણી. એ આંકણી.
ધન રમણી ભગની માત, જનકને ભ્રાતા, [૨]
સ્વારથીઓ સબ પરિવાર, કોઈ નહી ત્રાતા;
જેસો ચપળા ઝબકાર, તેસી હે માયા. (૨)
ઉઠ ચલે જાયગો જીવ, નંગી કર કાયા.
આવેગી સાથ અઘ પુન્ય, દોય કમાણી; [૧]
સબ જુઠો હે સંસાર, દુઃખકી ખાણી. (૧)
તું ભટકયો ચોગતિ માંહી, અનંતી વાર. (૨)
બહુ પુન્યોદયથી લીયો, મનુજ અવતાર,
અબ છોડ ક્રોધને માન, પાપ ચયકારી. (૨)

આરાધન કર જીન, ધર્મશર્મ દાતારી.
જીનવરકી કરલે શેવ, ભાવ મન આણી. (૨)
સબ જુઠા હે સંસાર, દુઃખકી ખાણી (૨]
પરનિતંબિનિ શું પ્રીત, કબુ નવ કીજે: (૨)
અવિરત જીન આગમ, અમૃત રસકુ પીજે;
કર સુમતિ કે તું સંગ, કુમતિ નીવારી, (૨)
ભવજલાધિતરલે કિલષ્ટ, કર્મ વિદારી,
ધરલે માણીકકી શીખ, ચિતમેં પ્રાણી, (૨)
સબ જુઠા હે સંસાર, દુઃખકીખાણી. (૩)



અથ શ્રી જીન નવ અંગ પુજાના દોહા.

જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પુજંત;
રુષભ ચરણ અંગુઠડો. દાયક ભવજલ અંત. ૧
જાનુ બલે કાઉસગ્ગ રહ્યા. વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવલ રહ્યું, પુજો જાનુ નરેશ. ૨.
લોકાંતિક વચને કરી, વરષ્યા વરશી દાન;
કર કાંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવિ બહુ માન. ૩.
માન ગયો દોય અંશથી, દેખી વિરજ અનંત;
ભુજા બળે ભવજલ તર્યા, પુજા ખંધ મહંત. ૪.
સિદ્ધ શિલાગુણ ઉજવલી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવી, શિર શિખા પુજંત. ૫.
તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવંન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬.

સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેને ગલે તિલક અમુલ્ય. ૭,
હૃદય કમળ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ;
હિમદહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮.
રત્નત્રયી ગુણ ઉજવળી, સકલ સુગુણ વિશરામ;
નાભી કમળની પુજના, કરતાં અવિચળ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ,
પુજો બહુ વિધ રાગથી, કહે શુભ વિર મુણંદ. ૧૦.

ઈતિ શ્રી જીન નવ અંગ પુજાના દોહા.



## આરતી.

જયદેવ જયદેવ, જયજય જીન ચંદા; (પ્રભુ. ૨)
પરમ મહેશ્વર દેવા, (૨) અમૃત સુખ કંદા. જયદેવ. ૧
આદીશ્વર જીનરાજ, સુનંદા સ્વામી; (પ્રભુ. ૨)
અજીત અચળ પદ પામ્યા, (૨) સંભવ ગુણગ્રામી. જ. ૨
અભીનંદન ભગવાન, સુમતિ જગ ત્રાતા; (પ્રભુ. ૨)
પદ્મ સુપાર્શ્વ જીણંદા, (૨) અભયદાન દાતા. જયદેવ. ૩
ચંદ્ર સુવિધિ જગનાથ, શીતળ ઉપગારી; (પ્રભુ. ૨)
શ્રી શ્રેયાંસને વંદું, (૨) દુરિત પટળહારી. જયદેવ. ૪
વાસુ પુજ્ય મહારાજ, વિમળ વિમળ વાંણી; (પ્રભુ. ૨)
અનંત ધર્મ પ્રભુજી, (૨) વરીયા શિવ રાણી. જયદેવ. ૫
શાંતિ કુંથુ અરનાથ, મંગલ કર મલ્લી; (પ્રભુ. ૨)
મુની સુવ્રત નમિ નેમ, (૨) કાપો અઘવલ્લિ. જયદેવ. ૬

પાર્શ્વનાથ મહાવીર, જગ જન હીતકારી; (પ્રભુ. ૨)
શિવ સુખ અમને આપો,(૨) ભવજલધિ તારી. જયદેવ ૭
માણીક જૈન સમાજ, અવિરત ગુણ ગાવે; (પ્રભુ. ૨)
પદ પંકેરૂહ પ્રણમિ, (૨) સમકિત બીજ વાવે. જયદેવ. ૮



शुभरस युगनंदेंदुसमे ऊर्जमासे
सुदत्रिज रविवारे माणिके जिनदासे
जिनपति गुण गुंथ्या चित्त आमोद आणी
निशदिन जिन ध्यातां पापनी थाय हाणी.



## ॥ અથ શ્રી વિનયવિજયજી કૃત આદિ જીન વિનતિ ॥

॥ પામી સુગુરૂ પસાયરે, શેત્રુંજય ધણી ॥ સિરિ સહેસર વિનવું એ ॥૧॥ ત્રિભુવન નાયક દેવરે, સેવક વિનતિ॥આદીશ્વર અવધારીયેંએ ॥૨॥ શરણે આવ્યો સ્વામીરે, હું સંસારમાં ॥વિરૂએ વૈરીયેંએ નડયોએ ॥૩॥ તાર તાર મુજ તાતરે, વાત કિશી કહું ॥ ભવ ભવ એ ભાવઠતણીએ ॥૪॥ જન્મ મરણ જંજાલરે, બાલ તરૂણપણું ॥ વળી વળી જરા દહે ઘણુંએ ॥૫॥ કિમે ન આવ્યો પારરે, સાર હવે સ્વામી ॥ શ્યેંન કરો એક માહરીએ ॥૬॥ તાર્યા તુમે અનેકરે, સંત સુગુણવળી ॥ અપરાધી પણ ઉધર્યાએ ॥૭॥ તો એક દીન દયાલરે, બાલ દયામણો ॥ હું શા માટે વીસર્યોએ ॥૮॥ જે ગીરૂ

આ ગુણવંતરે, તારો તેહને ।। તે માંહે અચરિજ કિશ્યુંએ ।।૯।। જે મુજ સરીખો દીનરે. તેહને તારતાં ।। જગ વિસ્તરશે જશ ઘણોએ ।।૧૦।। આપદે પડિયો આજરે, રાજ તુમારડે ।। ચરણે હું આવ્યો વહીએ ।।૧૧।। મુજ સરીખો કોઈ દીનરે, તુજ સરિખો પ્રભુ ।। જોતાં જગ લાભે નહીએ ।।૧૨।। તોએ કરૂણા સિંધુરે, બંધુ ભુવનતણા ।। ન ઘટે તુમ ઉવેખવુંએ ।।૧૩।। તારણહારો કોઈ રે, જો બીજો હુવે ।। તો તુમને શાને કહુંએ ।।૧૪।। તુંહિજ તારીશ તેટરે, પહીલાને ને પછે ।। તો એવડી ગાઢિમ કીસીએ ।।૧૫।। આવી લાગ્યો પાયરે, તે કેમ છોડશે ।। મન મનાવ્યા વિણ હવેએ ।।૧૬।। સેવક કરે પોકારરે, બાહિર રહ્યા યશે ।। તે શાહીબ શોભા કીશીએ ।।૧૭।। અતુલિ બલ અરિહંતરે, જગને તારવા ।। સમરથ છો સ્વામી તુમોએ ।।૧૮।। ।। શું આવે છે જોરરે, મુજને તારતાં ।। કે ધન બેસે છે કિશ્યુંએ ।।૧૯।। કેહિશો તુમે જીણંદરે. ભક્તિ નથી તેહવી ।। તો તે ભક્તિ મુજને દીયોએ ।।૨૦।। વલી કહેશો ભગવંતરે, નહીં તુજ યોગ્યતા ।। હમણાં મુક્તિ જાવા તણીએ ।।૨૧।। યોગ્યતા તે પણ નાથરે, તુમહીજ આપશો ।। તો તે મુજને દીજીયેંએ ।।૨૨।। વળી કહેશો જગદીશરે, કર્મ ઘણાં તાહરે ।। તો તેહજ ટાલો પરાંએ ।।૨૩।। કર્મ અમારાં આજરે, જગપતિ વારવા ।। વલી કોણ બીજો આવશેએ ।।૨૪।। વલી જાણો અરિહંતરે, એહને વિનતિ ।। કરતાં આવડતી નથીએ ।।૨૫।। તો તેહીજ મહારાજરે, મુજને શીખવો ।। જેમ તે વિધિ શું વિનવુંએ ।।૨૬।। માય તાય વિણ કોણરે, પ્રેમે

શિખવે બાલકને કહો બોલવુંએ ॥૨૭॥ જો મુજ જાણો દેવરે, એહ અપાવન ॥ ખરડયો છે કલિકા દેવએ ॥૨૮॥ કેમ લેઉ ઉત્સંગરે. અંગ ભર્યું એહનું ॥ વિષય કષાય અશુચિશુંએ ॥૨૯॥ તો મુજ કરો પવિત્રરે, કહો કોણ પુત્રને ॥ વિણ માવિત્ર પખાલશેએ ॥૩૦॥ કૃપા કરી મુજ દેવરે, ઈહાં લગે આણીયું ॥ નરગ નીગોદાદીક થકીએ ॥૩૧॥ આવ્યો હવે હજૂરરે, ઉભો થઈ રહો ॥ સામું રયે જૂઓ નહીંએ ॥૩૨॥ આડો માંડી આજરે. બેઠો બારણે ॥ માવીત્ર તુમેં મનાવશોએ ॥૩૩॥ તુમે છો દયા સમુદ્રરે, તો મુજને દેખી ॥ દયા નથી શયે આણતાએ ॥૩૪॥ ઉવેખશયો અરિહંતરે, જો આણી વેળા ॥ તો મ્હારી શી પરેં થશેએ ॥૩૫॥ ઉભા છે અનેકરે, મોહાદિક વૈરી ॥ છલ જુએ છે માહરાંએ ॥૩૬॥ તેહને વારો વેગેરે, દેવ દયા કરી॥ વળી વળી શું વીનવુએ ॥ ૩૭ ॥ મરૂદેવી નિજ માયરે, વેગ મોકલી ॥ ગજ બેસારી મુક્તિમાંએ ॥૩૮॥ ભરતેસર નિજનંદરે, કીધો કેવલી ॥ આરીસા અવલોકતાંએ ॥૩૯॥ અઠાણું નિજ પુત્રરે, પ્રતિબોધ્યા પ્રેમેં ॥ તુજ કરતા વારીયાએ ॥૪૦॥ બાહુબલને નેટરે, નાણ કેવલતમેં ॥ સ્વામી સાહામું મોકલ્યુંએ ॥૪૧॥ ઇત્યાદીક અવદાતરે, સઘળા તુમતણા ॥ હું જાણું છું મુગલાએ ॥૪૨॥ માહારી વેળા આજરે, માન કરી બેઠા ॥ ઉતરશ્યેં આપો

નહીંએ ॥૪૩॥ વીતરાગ અરિહંતરે, સમતા સાગરૂ ॥ માહારાં તાહરાં શું કરોએ ॥૪૪॥ એક વાર માહારાજરે, મુજને સ્વમુખે ॥ બોલાવો સેવક કહીએ ॥૪૫॥ એટલે સીધાં કાજરે, સઘળાં માહરાં ॥ મનના મનોરથ સવી ફલ્યાએ ॥૪૬॥ ખમજો મુજ અપરાધરે, આસંગોકરી અસમંજસ જે વીનવું એ ॥૪૭॥ અવસર પામી આજરે, જોનવિ વીનવું ॥ તો પસ્તાવો મન રહેએ ॥૪૮॥ ત્રિભુવન તારણ હારરે, પુણ્યે માહરે ॥ આવી એકાંતે મલ્યોએ ॥૪૯॥ બાલક બોલે બોલરે, જે અવિગતપણે ॥ માય તાયને તે રૂચેએ ॥૫૦॥ નયણું નિરખ્યો નાથરે, નાભિનરિંદનો ॥ નંદન નંદન વન જીસ્યોએ ॥૫૧॥ મરૂદેવી ઉર હંસરે, વંશઇખાગનો ॥ સોહાકર શોહામણોએ ॥૫૨॥ માય તાય પ્રભુ મિત્રરે, બંધવ માહરો ॥ જીવ જીવન તું વાલહોએ ॥૫૩॥ અવરન કો આધારરે, ઇણે જગ તુજ વિના ॥ ત્રાણ શરણ તું મુજ ધણીએ ॥૫૪॥ વળી વળી કરૂં પ્રણામરે, ચરણે તુમ તણે ॥ પરમેશ્વર સન્મુખ જુવોએ ॥૫૫॥ ભવ ભવ તુમ પાય સેવરે, સેવકને દેજો ॥ હું માગું છું એટલું એ ॥૫૬॥ શ્રી કિર્ત્તી વિજય ઉવઝાયરે, સેવક એણિપરે ॥ વિનય વિનય કરી વીનવેએ ॥ ૫૭ ॥

॥ ઈતિ શ્રી આદિજીન વિનતિ. ॥

# શ્રી લઘુ આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભાનો વાર્ષીક રિપોર્ટ.

સર્વે સુજ્ઞ જૈની બંધુઓ આપ સઘળાનો મેળાવડો કરવાનો હેતું એ કે જેતું નામ "શ્રી લઘુ આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા "છે તેનો આજ વાર્ષીક દીવસનો મહોત્સવ છે કે જે આશુભ અવસરે આપ સાહેબોને આ ગયા- બાર મહીનામાં ( ૧૯૪૪ ના અષાડ સુ૩ ૩ થી તે ૪૫ ના અષાડ સુદ ૩ સુધી)માં સભાએ શાં શાં કામ કર્યાં છે તથા કેટલો સુધારો કર્યો તેનો વાર્ષીક રીપોર્ટ વાંચી સંભળાવવાનો છે.

## સભાની ઉત્પત્તિ.

એક વખતે શા. ગલાબચંદ મોતીચંદ તથા શા. મુલચંદ જેઅચંદ તથા શા- હરીલાલ મગનલાલ વીગેરે કેટલાક સદ્ગૃહસ્થો બેઠેલા હતા તે દરમીયાનમાં કેટલીક બીજી વાતો કરતાં કરતાં એવો વીચાર આવ્યો કે આપણી પોલના છોકરાઓ ઘણા રમતીઆળછે તેથી તેઓને રમતા અટકાવવાને અને ધર્મનું જ્ઞાન આપવાને કઈ પણ રીતે ગોઠવણ કરવીએ આપણી ફરજછે. તે વખતે શા. ગલાબચંદ મોતીચંદ પોતાના મનમાં વીચાર કરીને ઘણીજ ઉદાતા પુર્વક મંકોડી પોલનો મેડો ભાડે અપાવવાનું કહ્યું અને તે શાળાનું બાર મહીનાનું ખર્ચ પણ આપવાની ખુશી બતાવી તાર પછી તરતજ તેમણે છોકરાઓને ભણાવવા સારૂં કોઈ પણ માણસને સોધી લાવવાનું શા- હરીલાલ મગનલાલને કહ્યુ અ-

ને તેમના કહેવાથી તે શા છોટાલાલ વખતચંદ ને બોલાવી લાવ્યા અને તેમને ઘણા માણસોના કહેવાથી વિદ્યાર્થીઓને ભણવાનું કબુલ કર્યું અને તરતજ બીજે દીવસે એટલે સંવત ૧૯૪૪ના જેઠ વદ ૨ ને દીવસે મેડો ભાડે લઈને નીશાળ શરૂ કરી- અને તે શરૂઆતમાં વીદ્યાર્થીઓની સંખ્યા આશરે ૪૦ ની હતી ત્યાર પછી કેટલા એક ભાઈઓની એવી મરજી થઈકે આપણે એક સભા આ મેડા ઉપર સ્થાપન કરવી અને તે સભાને આ શાળા જોડી દેવી એવા વિચારથી એક સારૂં મહુરત લઈને ૧૯૪૪ના અષાડ સુદ ૩ ને વાર ગુરૂવાર ને દીવસે તેજ મેડા ઉપર સ્થાપન કરી કે જેનું નામ " શ્રી લઘુ આદ્ય જૈન ધર્મ પ્રવર્તક સભા" રાખ્યું અને તે વખતે ઘણા સદગૃહસ્થો ભરાએલા હતા ને પછી તે દીવસથી સભા ચાલતી થઈ અને તે દીવસે એવું નક્કી કર્યું કે દર ગુરૂવારે સભા કરવી ને બાકીના છ દીવસ શાળા ભણાવવી અને સભાની વ્યવસ્થા કરવાને માટે તે વખતે વીસ માણસોની કમીટી નીચે પ્રમાણે નીમઈ.

| | |
|---|---|
| શા. બાલાભાઈ મોકમચંદ. પ્રેસીડંટ. | શા. લલુભાઈ ઉગરચંદ. |
| | શા. જેશંગભાઈ ચુનીલાલ. |
| શા. હરીલાલ મગનલાલ. સેક્રેટરી. | શા. વાડીલાલ સાંકળચંદ. |
| | શા. મગનલાલ તકચંદ. |
| શા. ચુનીલાલ જેઠાશા. ટ્રેઝરર. | શા. મુળચંદ જેસંગભાઈ. |
| શા. છોટાલાલ વખતચંદ. શાળા માસ્તર. | શા. હીરાલાલ હરગોવનદાસ |
| | શા. વાડીલાલ હઠીશંગ |

| | |
|---|---|
| શા. જમનાદાસ હીરાચંદ. | શા. સુરજમલ મનસુખરામ. |
| શા. નાથાલાલ કાળીદાસ. | શા. અમથાલાલ કરમચંદ. |
| શા. ઉમેદ પાનાચંદ. | શા. રાયચંદ મુળચંદ. |
| શા. ચકુભાઇ નગીનદાસ. | શા. નેમચંદ ચુનીલાલ. |
| | શા. મોતીલાલ હરીલાલ. |

ત્યારબાદ મી. બાલાભાઈ કકલભાઈએ શાળામાં ભણનાર વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા સારૂં ભાષણ આપ્યું હતું અને પછીથી સભા દરખાસ્ત થઈ.

બીજુ થોડા દીવસ ફેરે શેઠ. બાલુભાઈ મગનલાલે શાળામાં ભણનાર વિદ્યાર્થીઓની પરીક્ષા લીધી ને તેઓને ઉત્તેજન આપવા સારૂ ઉદારતા પૂર્વક ઈનામ સારીરીતે વેહેચ્યાં હતા. તેથી સભા તેમનો મોટો ઉપકાર માને છે.

બીજું મેંમ્બરોની જે સંખ્યા શરૂઆતમાં વીશકની હતી તે વધતાં વધતાં આજદીન સુધીમાં કુલ ૫૧ મેંમ્બરોની સંખ્યા થઈ તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| શા. ચકુભાઈ બહેચરદાસ. | શા. અમરચંદ મુળચંદ. |
| શા. મગનલાલ ભાયચંદ. | શા. અમ્રતલાલ મનસુખ. |
| શા. મોતીલાલ નગીનદાસ. | શા. કાળીદાસ ડુંગરશી. |
| શા. દોલાભાઈ નગીનદાસ. | શા. વાડીલાલ ઉજમલાલ. |
| શા. દોલાભાઈ મુળચંદ | ગુપ્ત ગ્રહસ્થ. |
| શા. લલુભાઈ ઈચ્છાચંદ. | શા. પોપટલાલ મનસુખ. |
| શા. છોટાલાલ પરસોતમ. | શા. ચકલ માણેકચંદ. |
| શા. ઉમેદ પરશોતમદાસ. | શા. ટોકરશી મગનલાલ. |

| | |
|---|---|
| શા. દલપત પ્રેમચંદ. | શા. ડાહ્યાભાઈ ધેલચંદ. |
| શા. લલુભાઈ દલીચંદ. | શા. જેશંગભાઈ કરમચંદ. |
| શા. દલસુખ માણેકચંદ. | શા. રતનચંદ હીરાચંદ. |
| શા. કસ્તુર ભગવાંનદાસ. | શા. સોમાભાઈ મોકમચંદ. |
| શાં વાડીલાલ ભગુભાઈ. | શા. મંજરદાસ રવચંદ. |
| શા. મનસુખ હઠીશંગ. | શા. ડાહ્યાભાઈ ઉમેદચંદ. |
| શા ચુનીલાલ નથુભાઈ. | શા. પાંચરભાઈ ગંભીરદાસ. |
| શા. કેવળદાસ છગનદાસ. | |

આવી રીતે ઉપર લખેલા મેંમ્બરોની સંખ્યા વધી જવાથી શેઠ. બાલુભાઈ મગનલાલને હેડ પ્રેસીડંટ તથા શા. જમનાદાસ હીરાચંદને હેડ સેક્રેટરી નીમ્યા.

બીજું બાલાભાઈ મોકમચંદ જે આ સભાના પ્રેસીડંટ હતા તેમનાથી સભામાં બરોબર ધ્યાન અપાઈ શકાતુ નહોતું વીગરે તેવા કારણોથી સભાના બીજા મેંમ્બરોએ મળીને પ્રેસીડંટ ફેરવવાનો વિચાર કર્યો, અને તે વિચાર તેમના જાણવામાં આવવાથી તથા ઉપર લખેલી વાત ખરી છે એવું તેમના મનમાં આવવાથી તેઉ સાહેબે સભામાં આવીને પ્રેસીડંટપણે રહેવાની નાખુશી બતાવી તેજ વખતે પ્રેસીડંટની જગોએ કોઈ બીજાને નીમવાની શા. હરીલાલ મગનલાલે દરખાસ્ત કરી અને તેમાં સર્વે મતથી મી. અમ્રતલાલ મનસુખરામને નીમ્યા.

ત્યારપછી થોડી મુદત કેડે સભાએ રસિક પ્રાર્થના

વળી એ નામની ચોપડી છપાવવાને વીચાર કરેલો તે હાલ પાર પડયો છે કે તેની અંદર મુની માણેકવીજેજી કૃતનાં જુદાં જુદાં રાગથી ભરપુર સ્તવનોનો સમાવેશ કરેલો છે તેથી સભા તેમનો ખરા અંતહકરણથી મોટો આભાર માને છે તેમજ વળી ચોપડી છપાવવામાં પૈસા તરફની પુરતી મદદ શા. ગલાબચંદ મોતીચંદે આપેલી તેથી તેમનો પણ સભા મોટો ઉપકાર માને છે અને સભા આશા રાખે છે કે આવા કામમાં તેઉ આશ્રય આપવાને ફરીથા કદી ચુકશે નહીં.

ત્યારપછી થોડી મુદત કેડે શેઠ. બાલુભાઈ મગનલાલે તથા શા. છોટાલાલ વખતચંદે આવીને સભામાં રહેવાની નાખુશી બતાવી તેમાં મી. બાલુભાઈની માગણી સભામાં મંજુર થઈ અને છોટાલાલની માગણી નામંજુર થવાથી સમજીને રહેવાની ખુશી બતાવી.

બીજું આ સભાને લગતી શાળાના ભણનાર વીદ્યાર્થીઓને અભ્યાસ કેવી રીતે ચાલે છે તેની તપાસ કરવાને મી. હીરાચંદ કકલભાઈ તથા મી. બાલાભાંઈ કકલભાઈએ પરીક્ષા લીધી હતી અને સભાનું કામ બરોબર ચાલતું ના માલમ પડવાથી તેજ દીવસે તેમની રૂબરૂમાં સભાનું તથા શાળાનું હમેશનું બરોબર કામકાજ કરવાને માટે ઉપરની સંખ્યામાંથી એક સબ મેનેજીંગ કમીટી નીચે પ્રમાણે નીમી અને બાકીનાઓને હેડ કમીટીમાં દાખલ કરયા.

## સબ મેનેજીંગ કમીટી.

શા. અમ્રતલાલ મનસુખરામ પ્રેસીડંટ.
શા- હરીલાલ મગનલાલ સેક્રેટરી.
શા. ચુનીલાલ જેઠાશા. ટ્રેઝરર.
શા. છોટાલાલ વખતચંદ. શાળામાસ્તર.
શા. મુળચંદભાઈ જેશંગભાઇ.
શા. વાડીલાલ હઠીશંગ.
શા. બાલાભાઈ મોકમચંદ.
શા. ચુનીલાલ નથુભાઈ.
શા. લલુભાઈ ઉગરચંદ.
શા. ટોકરશી મગનલાલ.
શા. નેમચંદ ચુનીલાલ.
શા- જેશંગ ચુનીલાલ.
શા. મોતીલાલ હરીલાલ.

ત્યારબાદ તેજ કમીટીના સર્વે મેંમ્બરોએ મળી સભાની વ્યવસ્થા કરવાને માટે જે નીયમો બાંધ્યા છે તે નીચે મુજબ.

### નીયમો.

૧. આ સભાનું નામ શ્રી લઘુ આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા રાખવું.

૨. આ સભામાં બે કમીટીયો રાખવી. તેનાં નામ હેડ કમીટી અને સબ મેનેજીંગ કમીટી.

૩. સબ મેનેજીંગ કમીટીને પ્રેસીડંટ, સેક્રેટરી, ટ્રેઝરર, માસ્તર વીગરેને નીમવાનો અથવા ફેરફાર કરવાનો અને કોઈપણ મેમ્બર તથા શાળાનો ગમે તે વિદ્યાર્થી સભામાં અગર શાળામાં ખરાબ રીતે ચાલતો માલમ પડે

તો તેને કાઢી મુકવાનો અખ્તીઆર છે.

૪ સભાનું ખર્ચ ચલાવવા માટે મેમ્બરોના ચાર વર્ગ પાડવા અને તેનું લવાજમ દર વરસે નીચે મુજબ સેક્રેટરી તથા ટ્રેઝરરે વસુલ કરવું.

| વર્ગ ૧ લો. | વર્ગ ૨ જો. | વર્ગ ૩ જો. | વર્ગ ૪ થો. |
|---|---|---|---|
| ૨—૦—૦ | ૧—૮—૦ | ૧—૦—૦ | ૦—૮—૦ |

૫. સબ મેનેજીંગ કમીટીમાં ૨૧ મેમ્બરો સુધી દાખલ કરવા અને જે વખતે જે કમીટી ભરઈ હોય તે વખતે તેજ કમીટીના પ્રેસીડંટના બે મત ગણવા અને ઓછામાં ઓછા ⅓ ઉપરાંત મેમ્બરો આવેથી કામ શરૂ કરવું અને વધારે મતે કામ કરવું.

૬. સભાના સેક્રેટરીએ ચોપડીયો વિગરે તમાણ ચીજો કબજામાં રાખવી તથા ટ્રેઝરરે સાધારણ તથા જ્ઞાન ખાતાના હીસાબને માટે બે ચોપડીઓ રાખવી અને ટ્રેઝરરે હીસાબની ચોપડીયોમાં પ્રેસીડંટને ૩ જે મહીને સભામાં બતાવીને સહી લેવી.

૭. સભાના દરેક મેમ્બરોએ દર ગુરૂવારે સાંજના ૬॥ થી ૮॥ વાગ્યા સુધી પ્રાર્થના વીગરે, ક્રીયા સારૂ આવવું અને તેમજ દરેક સબ મેનેજીંગ કમીટીના મેમ્બરોએ તેજ દીવસે ૮॥ થી ૯॥ વાગ્યા સુધી સભાના કામકાજને માટે આવવું.

૮. સભાની રજા શિવાય કોઈપણ ચીજ કોઈપણ મેમ્બરે પોતાના યા બીજાના ઉપયોગને માટે લઈ જવી નહી.

૯. સેક્રેટરીને આઠ આના સુધીની કીમતની કોઈપણ ચોપડી અને ચોપડી શિવાય બાકીની કોઈપણ ચીજ બે આના સુધીની લાવવાનો હક છે.

૧૦ સેક્રટરીએ સભાની ગમે તે ચોપડી જો કોઈપણ મેંમ્બર ઘેર વાંચવા માગે તો લીસ્ટમાં તેના હાથથી નોંધાવી પંદર દીવસના કરારથી આપવી અને શાળામાં ચાલતી દરેક ચોપડીયોમાંની અકેક નકલ શાળા ખાતે નોંધીને માસ્તરને સોંપવી અને મેમ્બર શિવાય કોઇને આપવી નહીં.

બીજુ નીચે દર્શાવેલા સદગૃસ્થો તરફથી નીચે લખેલી ચોપડીયો ભેટ દાખલ મળેલી છે તે.

શા. હરીલાલ મગનલાલ.
૬ પરચુરણ.
૫ ર. પ્રાર્થનાવળી.

શ્રી આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા
૮ સમાયકસુત્ર.
૩ નાના પાંત્રીસ બોલના થોકડા

શા. ગીરધરલાલ હીરાભાઈ.
૧ અર્થ સનાત્ર પંચાશીકા.
૧ શેત્રુંજા સાર.

શેઠ. બાલુભાઈ મગનલાલ.
૨ જૈન પ્રાર્થનામાળા.
૧ પ્રાર્થનાવળી.

ખેડાના. શેઠ. સોમાભાઈ પાનાચંદ
૧ શાસ્ત્રી બે પ્રતિક્રમણ સુત્ર.

શા. કાળીદાસ પીતાંબરદાસ.
૧ અર્થ સહીત બે પ્રતિક્રમણાસુત્ર.

શા. મુળચંદ જેસંગભાઈ.
૧૨ સમાયકસુત્ર.

આ શિવાય આશરે ૩૦ ચોપડીયો કેટલાક સદગૃહસ્થો તરફથી મળેલીછે તે સભાએ ઘણા માનપુર્વક સ્વીકારીછે.



## સંવત ૧૯૪૪ ના અષાડ શુદ ૩થી તે ૧૯૪૫ ના અષાડ શુદ ૩ સુધીનું સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૯-૭-૩ | શા. ગલાબચંદ મોતીચંદ તરફથી. | ૧૧-૦-૯ | ચોપડીયો લાવ્યા. |
| ૩૨-૧૫-૯ | રસિક પ્રાર્થનાવળીના વેચાણ નં. ૫૨૭ના. | ૨૧-૬-૦ | રસિક પ્રાર્થનાવળીના છપામણી વીગરેના. |
| ૨-૦-૦ | શા. દોલાભાઈ નગીનદાસ. | ૭-૧-૧૧ | દીવાબત્તી ખાતે. |
| ૧-૧૨-૬ | શ્રી મંકોડી પોલના પંચમાંથી. | ૩-૫-૭ | પરચુરણ ખરચના. |
| ૧-૦-૦ | શા. લલુભાઈ મનોરદાસ. | ૮-૦-૦ | મેડાના. ભાડાના. |
| ૦-૨-૦ | સભ કમીટીના દંડના. | ૯-૯-૩ | જાજમ તથા ચંદરવાના. |
| ૦-૧૫-૩ | પરચુરણ ચોપડીયોના નફાના. | ૨-૦-૦ | પરચુરણ ર. પ્રાર્થનાવળીના લેહેણા. |
| ૦-૫-૦ | જ્ઞાન બાજીના. | ૬૨—૭—૬ | |
| | | ૬-૧-૬ | શ્રી જણુસ ખાતે. |
| ૬૮—૯—૦ | | ૬૮—૯—૦ | |

## શ્રી રસિક પ્રાર્થનાવળીનું સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૦૦ | નવી છપાયલી રસિક પ્રાર્થનાવળી. | ૫૨૭ | મુળના ગ્રાહકોને વેચાણ આપી. |
| | | ૨૮ | શ્રી ભેટ ખાતે. આપી. |
| | | ૧૮ | કમીશન તરીકે. આપી. |
| | | ૫૭૩ | |
| | | ૪૨૭ | શ્રી જણુસ ખાતે. |
| | | ૧૦૦૦ | |

આ સભાને પહેલું વર્ષ આજ સંવત ૧૯૪૫ના અષાડ સુદ ૩ને વાર સોમવારને રોજ પુરૂ થયું માટે જે વિદ્યાર્થીઓ પોતાની પરીક્ષામાં પાસ થયા છે તેમની યોગતા પરમાણે આપની રૂબરૂમાં ઈનામ આપવામાં આવશે કે જેથી તેમની મહત્વતા વધે અને ભણવાને સારી મહેનત કરવામાં ઉત્તેજન મળે એમ ધારી આપ સુજ્ઞ સદગૃસ્થોને મેળાવડો આજ રોજ ઠરાવ્યો છે.

શા. હુરીલાલ મગનલાલ.

સેક્રેટરી.

આ રીપોર્ટ સભા મધે સભાના સેક્રટરી શા. હરીલાલ મગનલાલ એ વાંચી સંભળાવ્યો તે સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો છે.

શા. અમ્રતલાલ મનસુખરાંમ

પ્રેસીડંટ.

સવંત ૧૯૪૫ ના અષાડ સુદ ૩ને વારને રોજ સભાને વાર્ષિક મહોત્સવ હોવાને લીધે સાંજના ૬ વાગતાં ભરાઈ તેમાં શેઠ દલસુખરામ પીતાંબર તથા શેઠ સુરજમલ મંછારામ તથા શા. મુળચંદ જેઅચંદ તથા શેઠ બાલુભાઇ મગલાલ તથા શા. ગલાબચંદ વીગરે આશરે ૨૦૦ સદગૃહસ્થો હાજર હતા તે વખતે રીવાજ પ્રમાણે ચૈત્યવંદન તથા પ્રાર્થના કરવામાં આવ્યાં હતાં પછી સભાના સેક્રેટરી શા. હરીલાલ મગનલાલે વાર્ષીક રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો

ત્યાર બાદ શેઠ બાલુભાઈ મગનલાલના હાથે શાળાના વી-ઘાર્થીઓને ઈનામ આપવાનું ઠર્યાથી તેઉ સાહેબે પોતાના હાથે ઇનામ આપી વિઘાર્થીઓની મહત્વતા વધારી અને ત્યાર પછી શા. સુરજમલ મનસુખરામે દયા વિષે તથા શા. મોહનલાલ લલુભાઈએ ધર્મ વિષે તથા કેશવલાલ વાડીલાલે વિઘાર્થીઓ ઉત્તેજન આપવા વિષે તથા શા. હીરાચંદ કકલભાઈએ જ્ઞાન તથા ધર્મ સબંધી વીગરે અસર કારક ભાષણ આપ્યાં હતાં- બીજું આ સભાને શા. ગલાબચંદ મોતીચંદે ગયા વરસમાં શ્રી મંકોડીપોળનો મેડો તથા તે શાળાનું ખરચ આપેલું માટે સભા તરફથી શા. હરીલાલ મગનલાલે તેમનો ઉપકાર માની વિનંતી કરી કે નવા વરસને વાસ્તે તેઉ સાહેબ ઉદારતા બતાવશે અને પછી શા. ગલાબચંદ મોતીચંદ તરફથી શા. અમ્રતલાલ મનસુખરામે કહ્યું કે જેવી રીતે ગયા વરસમાં ખરચ તથા મેડો લઈ આપેલો છે તેવીજ રીતે નવા વર્ષને માટે પણ ખુશી બતાવે છે તેથી સભા તેમનો ઉપકાર માને છે અને શા. બાલાભાઇ કકલભાઈએ કહ્યું કે શાળાના વિઘાર્થીઓને ભણાવવામાં મી. છોટાલાલે જે મહેનત લીધેલી છે તેથી હું તેમનો ઉપકાર માનું છું. અને છેવટે વિઘાર્થીઓએ એક સારૂં ગાયન કર્યું. અને પછીથી આશરે ૫ાા વાગતાં સભા બરખાસ્ત થઈ.

શ્રી. લઘુઆદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા.
અમદાવાદ

## આ લઘુ ચોપડીને અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં મુબારક નામ.

### અમદાવાદ.

૨૦ શેઠ. મનસુખભાઈ ભગુભાઈ
૧૫ શેઠ. દલપતભાઈ ભગુભાઈ
૧૦ શેઠ. ત્રીકમલાલ વાડીલાલ
૫ શેઠ. મણીભાઈ પ્રેમાભાઈ
૫ શેઠ. જમનાભાઈ ભગુભાઈ
૫ શેઠ. વીમળભાઈ લલુભાઈ
૫ શા. મુલચંદ હઠી
૧૦ શા. છોટાલાલ પરસોતમ
૫ શા. દોલાભાઇ નગીનદાસ
સભાના હેડ પ્રેસીડંટ
૫ શા હરીલાલ મગનલાલ
સભાના સેક્રટરી
૫ શા. છોટાલાલ વખતચંદ
શાળામાસ્તર
૫ શા. પોપટલાલ મનસુખ
૫ શા. મોતીલાલ લલુભાઈ
૫ શા. કાલીદાસ ડુંગરશી
૫ શા. મોહનલાલ ખેમચંદ
૫ શા. નેમચંદ ચુનીલાલ
૫ શા. જેસંગભાઈ કરમચંદ
૪ શા. લલુભાઈ હરજીવંનદાસ
હ. વાડીલાલ. લ.
૪ શા. મુલચંદ જેસંગભાઈ
સભાના ટ્રેઝરર.
૪ શા. વાડીલાલ સાંકલચંદ
૪ શા. મોતીલાલ હરીલાલ
૩ શા. નાથાલાલ કાલીદાસ
સભાના હેડ સેક્રટરી
૩ શા અમ્રતલાલ મનસુખ
સભાના પ્રેસીડંટ,
૩ શા. વાડીલાલ હઠીસંગ.
૩ શા. ચુનીલાલ નથુભાઇ.
૩ શા. ટોકરશી મગનલાલ.
૩ શા. ચુનીલાલ બેહેચરદાસ.
૩ શા. ચકુભાઈ નગીનદાસ.
૩ શા. વાડીલાલ ભગુભાઈ.
૩ શા. વાડીલાલ ઉજમલાલ.
૩ શા. ત્રીકમલાલ કાળીદાસ.
૩ શા. મણીલાલ ઈચ્છાચંદ.
૩ શા લાલુભાઇ મુળચંદ
૩ શા. ચુનીલાલ જેઠાશા.

### મુંબઈ.

૧૦ શેઠ. ગણેશ વેલજી
૧૦ શા. જોઇતારામ શામલદાસ
૧૦ શા. ચુનીલાલ તરભોવનદાસ
૫ ઝવેરી. મોતીચંદ રૂપચંદ
૫ શા. મગનલાલ ફતેચંદ
૫ શા. લેહેરચંદ ઘેલાભાઇ

### બારેજા.

૧૦ શ્રી જૈન બાળ જ્ઞાનોદય સભા

**વાંણીયાવારી વણુથરી.**

૧૦ મહેતા. પાનાચંદ મોનજી.

**ડભોઈ.**

૧૦ શા. છોટાલાલ બાપુભાઈ.

**કાવીઠા.**

૧૦ શા, ઝવેરચંદ રતનચંદ

**વલસાડ.**

૧૦ શા. નેમચંદ ખુબચંદ

**પાટણ.**

૧૦ શા. લેરૂભાઇ રવચંદ

**ખેડા.**

૫ શ્રી. જૈન હીતેચ્છુ સભા

૪ શ્રી જૈનોદય સભા તરફથી શેઠ. સોમાભાઇ પાનાચંદ સેક્રેટરી.

**રાધનપુર.**

૩ શેઠ. નરસંગભાઇ મોતીચંદ.

૩ શા. સાંકળચંદ બેચરદાસ.

૩ શા. જીવણલાલ કરમચંદ

**વાંકાનેર.**

૭ શા. ઉમેદ રામજી

**ઉંઝા.**

૬ ગાંધી. ડોસાભાઈ દોલતરાંમ

**ભરૂચ.**

૫ શા. અમીચંદ અભેચંદ

**વડોદરા.**

૫ ઝવેરી. કેસરીસીંગ હીમચંદ

**પુના.**

૪ શા. સરૂપચંદ કેવલદાસ

**કલકત્તા.**

૪ દોસી. આંદરજી. વિ. લાલજી

**પ્રભાસપાટણ.**

૪ શેઠ. દેવકરણ ઝવેરદાસ

**પંચાસર.**

૩ શા. માવચંદ જેમલ

**ચોરવડોદરા.**

૩ શા. છોટાલાલ અમથાશા

**ગઢોડા.**

૩ મહેતા. નાથાલાલ કરમચંદ

